વશક્તિ આનાર્ક.

# સ્વરાજ્ય-ગરબા.

## ગરબી સંગ્રહ.




સંપાદકઃ

ભીખાભાઈ પુ. વ્યાસ.

નવાવાસ-અમદાવાદ.



પ્રકાશકઃ

નવશક્તિ સાહિત્ય મન્દિર

ગોધરા.



( સર્વ હક્ક સ્વાધીન )



શ્રાવણ ૧૯૭૮ ] [ સને ૧૯૨૨

અર્પણ !

મા. ...ાતાની

આદર્શ રમણીઓને ! !



## નિવેદન.

અમારી આનામાળાનો પ્રથમ મણકો ગાંધી ગીતા, ખલાસ ...યા. કે તરત—બીજો મણકો રાષ્ટ્રસગીત પ્રકટ થયેલો તે હવે ખલાસ થવા આવ્યો છે. જુજ નકલ બાકી છે. જેને જોઇશે તેમને ...ફાયત ભાવે આપીશુ.

આ ત્રીજો મણકો સ્ત્રીઓ માટે ખાસ તૈયાર કરવામા આવ્યો છે. તેમાં આવેલાં કાવ્યો; ગરબા, તેમજ સ્ત્રી રાગો છે. તેથી ગુજરાતની બ્હેનો સ્વરાજ્યમાં રસ લેતી થાય; અને નવરાત્રી કે બીજા આનંદના પ્રસંગે ગરબીઓમાં આવાં કાવ્યો ગાતી થાય એજ પવિત્ર આશા.

સંપાદક

પ્રકાશક. ભીખાભાઈ, પુરૂષોત્તમ વ્યાસ, વ્યવસ્થાપક. નવશક્તિ સાહિત્ય મન્દિર ગોધરા.

મુદ્રક: ચીમનલાલ ઈશ્વરલાલ

મુદ્રણસ્થાન: 'વસન્ત મુદ્રણાલય,' ઘીકાંટા...ની પોળ; અમદાવાદ

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ની ક. ... સંગ્રહ
૧૦૦૧

# સ્વરાજ ગરબી.

## ગુર્જરી સ્તવન.

શીળી રાતમાં રે લોલ, રમીએ સહિયર સૌ સાથમાંરે લોલ.
રમત વાટમાં રે લોલ, ફરીએ સહિયર નીતિ સાથમાંરે લોલ.
શીળી રાતમાં રે લોલ, રમીએ સહિયર સૌ સાથમાંરે લોલ.

હવે આજી આખડી રેલી મીઠા સૂર.
નૌતમ સ્નેહે ઉજળીએ ઉત્તમ ગુર્જરી નૂર.

સખી ! વિશ્વની શી વાડી હિન્દ માવડી રે લોલ !
ભલી હિન્દની રસિક ભૂમિ ગુર્જરી રે લોલ !
ફડી ગુર્જરીમાં પ્રૌઢ શોભા પાથરી રે લોલ !
સખી ! ગુર્જરી વિલાસ વાડી આપણી રે લોલ !
શીળી રાતમાં રે

હૃદય તણા પણ હૃદયથી નમીએ સૌ જગરાય;
જન્મ દીધો આ ભૂમિમાં કુદરત ત્યાં છલકાય.

તીરણું ગાતી માહી નદિઓ આ શી રમે રે લોલ !
પૂર્ણ ખીલી ઝુલી ખેતરો ખીરાં હસેરે લોલ !

વિવિધ રમ્ય નવલ વૃક્ષ ફળ ફૂલ છે રે લોલ !
સખી ! મધુર કંઠી પંખીડાં પણ શાં વસે રે લોલ !

મનહર મોહક ભૂમિ આ આપણુ એનાં બાળ,
નિર્મળ નેહે શું નહિં ધરીએ એ પર વ્હાલ ?

સખી ! માત માટે હૃદય શું ના બાળીએ રે લોલ !
સખી ! ગુર્જરીનું હીત શું ના ભાળીએ રે લોલ !
સખી ! સ્વાર્થ એને કાજ . શું ના છાંડીએ રે લોલ !
સખી ! સમય આવે પ્રાણને પણ પાડીએ રે લોલ !

શીળી રાતમાં રે—

—વસંત વિનોદી

# હિંદનું ભવિષ્ય.



માઝી હવે ઉજળી થાશે રાત અંધારી આથમીરે લોલ,
વ્હાણલાં વાશે થાશે પ્રભાત દુઃખડાં જાશે શમીરે લોલ.
માઝી તારા ઘાયલ પુત સુપુત સુતેલા જાગશેરે લોલ,
માઝી થશે ઝાઝો ઝંપાપાત જાત સુખ ત્યાગશેરે લોલ.
જાગશે દાન દયાના વીર ધીર વીર જાગશેરે લોલ,
જાગશે સાવજ ચિત્તા વાઘ કેસરી ત્રાડશેરે લોલ.
વરસશે સ્વાતિના વરસાદ આકાશથી આવશેરે લોલ,
માઝી એ છીપે મોંઘે મૂલ મોતીડાં પાકશેરે લોલ.

જાગશે રામ વિનામાં રામ ગર્વ ગંજન થશેરે લોલ,
જાગશે જાગશે જાદવચંદ્ર અધમ ઉદ્ધરશેરે લોલ.

જાગશે કર્ણાર્જુન થઇ એક ધનુર્વેદ ધારશેરે લોલ,
જાગશે ભીમ અને ભડ ભીષ્મ લીધાં પણ પાળશેરે લોલ.

જાગશે મેવાડી ભડવીર પ્રતાપનાં પણ ઘણાંરે લોલ,
માજી એને યુગેયુગના અપવાસ કરશે પારણાંરે લોલ.
જાગશે શિવાજીનાં સેન ધરતી ધ્રુજાવશેરે લોલ,
જીતશે કુડ કપટના ખેલ કુડ ત્યાં ધૂળ થશેરે લોલ.
માજી તારી કુખનાં કીર્તિગાન ગૌરવ ગાજશેરે લોલ,
માજી તારાં દૂધમલ પીશે દૂધ દૂધ દીપાવશેરે લોલ.
મંદ મૃદુ હિમાળાના વાય ઉત્તરના વાયા જશેરે લોલ,
માજી જશે રોગ શોકના થોક શિતળતા શાંતિ થશેરે લોલ.

ઝરશે અમી ઝરણાં વરસાદ ભૂમિ ભીંજાવશેરે લોલ,
ક્યારંડે કલ્પતરૂનો પાક કણના કળશી થશેરે લોલ.

માજી એવા મેં માગ્યા વરસાદ કુંદનના વરસશેરે લોલ,
આવતી સાગરીયાની છોળ રતનચોક રેલી જશેરે લોલ.
માજી તારો ભાગ્ય—સવિતા ભગે સિંચતો ચડતો જશેરે લોલ.
પ્રભુના શરદ પૂનમના ચંદ્ર સમો મધ્ય સ્થંભી જશેરે લોલ.
માજી તારૂં ભારત બનશે સ્વર્ગ નંદનવન ઝાંખાં થશેરે લોલ,
માજી તારો જય જય જયકાર જગત ત્રણ ગાજશેરે લોલ.

—વિહારી.



# રેંટીયો

( રાગ—લક્ષ્મણ જાગને હોજી રે એ ભજનનો )

રેંટીયા જાગને હો જી રે, ગુણિયલ ગાજને એકવાર જી ટેક.
રૂનો અમારો દેશ સુંદર રૂનાં અમારાં રાજ્ય જી,
રૂને અમારે આંગણુલે એક રેંટીયો શિરતાજ. રેંટીયા૦
અન્ન માંધું થયું એટલું બસ, પેમે ગણ્યા પોબાર જી,
રૂએ રડાવ્યા કૈંકને, એને કાઢયે સમદર પાર. રેંટીયા.૦
દુસ્મનનો દુશ્મનનું વડાસા, મિત્રનો તો મિત્ર જી,
માંચેસ્ટરની મોંઘી મિલના સોંઘેરા માવિત્ર. રેંટીઆ૦
જુના શેરે જુનું આના પરવશને પોમાય જી,
જુના શેરે સોળ ખાદીના મોઘા મુરખને મનાય, રેંટીયા૦
રાજ્યનાં તુટજો રાંઢવાં, ચડયા દોર વારંવાર જી,
મા તુટજો મારા રંક હિંદીના રેંટીયાનો એક તાર. રેંટીયા૦
પિતા જતાં પળ સાંભરે, વળી માતા જતા વા વાય જી.
રાંકનો પાલણહાર જાતાં દેશ ડગુમગુ થાય, રેંટીયા૦
શેષ ડોલ્યોને દેશ ડોલ્યો ખેચર ડોલ્યાં સહુ કાળ જી,
રેંટીયાનો ઉદ્ધારક જાતાં ખળભળતાં પાતાળ. રેંટીયા૦
રેંટીયો ને વળી ત્રાક બન્ને વરમાળે બંધાય જી,
જેમ ફેરા ફરે ખંતથી તેમ તેમ મંગળ વરતાય. રેંટીયા૦
કોકિલગુંજન આંબલે, જેમ ભ્રમરગુંજન ફુલ જી,
ચક્રગુંજન ગૃહે ગૃહે અમ સુખશાંતિનું મૂલ. રેંટીયા૦

બિહારી—



# ગાંધીજી

( રાગ-મલ્હારરાવ શહેરનો સુબો ક્યારે આવશે રે એ રાસડાનો)

ગુણિયલ ગરવા ગાંધીજી, પાછા પધારેજો રે.—ટેક

શિયાળુ શાંતિ વાઈ રહી રે, વીત્યા ઉનાળુ વાત રે. ગુણિયલ૦
શાંતિ સુલેહમંડળ સુઇ રહ્યાં રે, વાતાવરણ કર્યું શાંત રે ગુણિયલ૦
શાંત ચૌટાં શાંત શેરીઓ રે, શાંત છે બેઠી બજાર રે. ગુણિયલ૦
દેશદ્રોહી શાંત દુશ્મનો રે. શાંત છાની સરકાર રે. ગુણિયલ૦
શાંત બોંબો શાંત બ્યુગલો રે, શાંત બલૂનો અલોપ રે. ગુણિયલ૦
શાંત બંદૂક શાંત રાઇફલો રે, શાંત મશીનગન તોપ રે ગુણિયલ૦
શિયાળુ પાક પાકી રહ્યા રે. શાંતિ વ્યાપી ઘેરઘેર રે. ગુણિયલ૦
ગામ પાક્યા પાક્યાં ગોદરાં રે, પાક્યાં છોટા મ્હોટાં શહેર રે. ગુણિયલ૦
ખાદીની ગાદી ગજાવતાં રે, જેલ ગણી તમે મ્હેલ રે. ગુણિયલ૦
તોડાયા છે ડરથર દેશના રે, ધીંગી જાડી ભરી જેલ રે. ગુણિયલ૦
જાગ્યા દેશી પરદેશીઓ રે, જાગી પ્રજા બેફામ રે. ગુણિયલ૦
આઠેને પહોરે ઉજાગરા રે, હિંદને નિંદ હરામ રે. ગુણિયલ૦
મદપદ તૂટયે મદાંધના રે, તૂટયે જાલિમનાં જોર રે. ગુણિયલ૦
મોહ તૂટયેથી મોહાંધના રે, તૂટયે તુમાખીના તોર રે. ગુણિયલ૦
વૃક્ષો ઉંડાં અસહકારનાં રે, માળી વિના મ્હોર્યાં આજ રે. ગુણિયલ૦
આપે ચાલ્યા આવે આંગણે રે, સામે આ પગલે સ્વરાજ રે ગુણિયલ૦

વિહારી—



૮

# વિદેશી ખાંડ



( રાગઃ—અરે સુણો સહુ ચતુર સુજાણ )

સુણો સહુ ચતુર સુજાણ, વિદેશી ખાંડ શું પ્રેમ કદી નવ કીજીએ,
હાંરે ! જેણે વિદેશી ખાંડની પ્રીતિ કરી, તેનો સકળ ધર્મ
ગયો છે મરી,
સહુ સુબુદ્ધિ જાગો...તેની એ ફરી, સુણો...ટેક
હાંરે ! જેમાં ગૌહાડ માસ નંખાયે છે, ત્યમ સુઅર
પશુઓ હોમાયે છે,
વળી મનુષ્ય શરીર પણ છંટાયે છે......સુણો...૨.
એ શ્વેતવર્ણી મન લલચાવે છે, ભોળા લોકને ભરમાવે છે,
તેમ સવસ્વનું સત્યાનાશ વાળે છે......સુણો...૩.
શાં ! પ્રભુ મંદિરે પધરાવો છો ? શું શુભ અવસરે શોભાવો છો ?
માતૃભુમિનું ઉંધુ સિર મારો છો......સુણો...૪.
અહિંસા, અહિંસા પોકારો છો; દયામય ધર્મ દેખાડો છો,
એ બધુ પોલમપોલ બતલાવો છો !......સુણો...૫.
રોગી પશુઓ વપરાયે છે, નિરોગી પ્રાણીઓ પણ જાય છે,
સહુ રોગની ઉત્પતી તેથી થાયે છે......સુણો...૬.
તમે હોંશે, હશી શુદ્ધ ગોળ ખાશો; વળી શુદ્ધ ખાંડ નરદ ખાશો,
તો ભડવીર પાંડવો જેવા થાશો......સુણો...૭.
સૃષ્ટિનાં છાપાંઓ એમ છાપે છે, હિત શિક્ષણ રૂડું આપે છે.

છતાં ભોળા ભવિકો ક્યાં ચિત્તમાં સ્થાપે છે...સુણો...૮.
કરોડો રૂપીઆ વિદેશે જાયે, શુદ્ધ ધર્મ તણી હાની થાએ;
ગરીબાઈમાં, ઘેલચ્છા ઉમેરાયે......છે. સુણો...૯.
ધર્મ ગુરૂઓ તમે વ્હારે ધાઓ ! શુદ્ધ ધર્મ સઘળે ફેલાવો !
હવે વિદેશીને વિદેશ, કાં, ન, વળાવો ?......સુણો ૧૦.
અરે જ્ઞાતિ તણાં સહુ સંઘપતિઓ, તમે તપાસો આ વિપત્તિઓ,
જમણમાં ગોળ ખાઓતો; જાય આ વેરો જણીઓ...સુણો. ૧૧.
શુદ્ધ ખાંડ કાર્યાલય અહી જ હાલે છે, હિંદ પુત્રોથી એ ચાલે છે,
મળે મોંઘી, પણ મીઠાશ મનમાની, તે આલે છે, સુણો...૧૨.
દેશ દ્રોહી હિંદ લોકો પંકી, શુદ્ધ ધર્મને નાંખે છે પટકી,
દગો દગો કહી જાય છે......છટકી......સુણો...૧૩.
જુઠાં બાનાં દેનારા બંધુઓ ! ખાંડ નામને જલદી તજજો,
હવે શુદ્ધ ગોળનાં ગળપણને ભજજો, સુણો...૧૪

મણીલાલ. મ. શાહ.

---

# જીવો ઘણું ગાંધીજી.



(રાગઃ—અમે ઈશ્વર માગીએ એટલું.)

વિશ્વ વિભુજી, યાચીએ એટલું, મહાન યોગેન્દ્ર હિંદ
સપુત્ત......જીવો ઘણું ગાંધીજી (ટેક)
એનો અહિંસક સિદ્ધાંતે વિજય થજો, એનાં વિશ્વમાં
પ્રસરજો પુણ્ય......જીવો...૨.

પૃથ્વિ માંહી પરમાનંદ સ્થાપવા, જેણે આરંભ્યુ ધર્મ
ધોરી યુદ્ધ ... ..જીવો...૩.

નભો મંડળ જ્યારે ગગડી ઉઠયું, અંધકારે અકળાયું
અખિલ વિશ્વ......જીવો...૪.

ભારત મૈયા શોક સાગરે ડુબ્યાં, ત્યારે પ્રગટયો છે.
અવધુતઃ કર્મવિર !! જીવો...૫.

શુદ્ધ ધર્મની ધજાઓ બંધ પડી, પુનઃ ફરકાવવા
સહુ દિશ......જીવો...૬.

રેંટીઆ ચક્રની સદા ચઢતી હોજો ભારત મહે,
પુજાઓ ભરપુર......જીવો...૭.

રાષ્ટ્રિય ઉદ્યોગ ભારત ખીલજો, ધર્મ ધાન
દ્યો ભરપુર......જીવો...૮.

આધિ વ્યાધીને ઉપાધી સહુ, વિદેશી વસ્તુઓ
રાખજો દૂર......જીવો......૧૦.

દેશદ્રોહીના દિલ સુધારજો, દેશ પ્રેમમાં
કરજો ચકચુર......જીવો...૧૧.

ખાદી ખાદીમાંય દર્શ દેખાડજો. શોષીત દર્શ કરો
સદા દૂર......જીવો...૧૨.

સાદી સ્મશાને, ધર્મનાં ધામમાં, ખાદી માતાનું સ્થાપજો
સ્થાન, જીવો ઘણું.. ૧૩.

રામ અને રહીમની પ્રજા તણો, રાષ્ટ્રિ પ્રેમ નો
બાંધનારો પુલ......જીવો...૧૪

હ...ઝારો હિરલ્લા જેલે જડયા, રાષ્ટ્રિય રત્નનું
કરજો જત્તન......જીવો...૧૫.

ન્યાયકારોની વૃત્તિ સુધારજો, પાખંડી થોથાંઓ
થવાને દૂ...ર ...જીવો...૧૬.

હિંદ હિંદીઓને માટે છે માણવા, સ્વર્ગિય સંતાનો
સર્વો...ત્તમ સંદેશ...જીવો...૧૭.

હિંસા હિંસામય યુગ જણાય છે, અહિંસક ઝળકયો
મહાન જ્યોત...જીવો ..૧૮.

હિંદુ મુસલમાન ઇસુ, પારસી શ્રેયંકર છે સૌરાષ્ટ્રી
સાચો સંત...જીવો...૧૯.

ગાંધી ગ્રહે દેવી...કસ્તુરબા જેવાં, ભારતભુષણ,
સપુત્ત શોભે ચાર...જીવો...૨૦

સત્યાગ્રહી શસ્ત્રો વિજયી થયા, અપીલ વિશ્વમાં
સહ પ્રેમ પુજાય...જીવો...૨૧.

પ્રભુ ! યુગે યુગે ગોગેન્દ્ર આપજો, પરમ પુનીત
કરો ગાંધી કૂળ...જીવો...૨૨.

ભારત મહિલાઓ ખાદીથી મહાલજો, જેથી થશે
હિંદ સ્વર્ગ સમાન...જીવો...૨૩.

યાચે મણીલાલ પૂર્ણ પ્રેમથી, સદા બાપુ તણો
જય થાઓ. .જીવો...૨૪.

મણીલાલ. મ. શાહ.

---

# ( સૂતર કાંતોને ! )



રાગઃ-( અલબેલી અંબેમાત જોવાને જઇએ. )

સૌ બ્હેનો ધરીને ઉમંગ સૂતર કાંતોને.
નિજ કરવા નિર્મળ અંગ રેંટીઆ રાખોને. ટેક
ઉજ્વલ પૂણી કરમાં લઇને. ઉજ્વલ કહાડો તાર રે.
દેશ ઉદયનો નાદ નીકળતાં. આપે હર્ષ અપાર, સૂતર. ૧

સત્ય શિયળ સચવાશે જેથી. સુજે ન દુર્ગુણ એક રે.
વિદેશી વસ્ત્રો ત્યાગ કરો તમે, સમજી રૂડો વિવેક, સૂતર. ૨

ફેશન તણી હવાએ ફુલ્યા, ભુલ્યાં સઘળું ભાનરે;
નિર્લજતાનો આંક રહ્યો નહી, છેક બન્યાં નાદાન. સૂતર. ૩

જીણાં વસ્ત્રોનો મોહ મટાડી, મનનો કરો નિરોધરે;
હાથે સૂતર કાંતો એવો, ગાંધીજીનો બોધ. સૂતર. ૪

ખાદીમાં છે ખરી ખાનદાની, પહેરી દિપાવો દેહરે;
ગૌરવ તમારૂં ત્યારે જણાશે, એમાં નહી સંદેહ. સૂતર. ૫

માતાઓ જ્યારે મનથી સમજી કરશે મદદ અપારરે;
દેશ ઉદય તવ થાશે કહે છે માહાત્મા વારંવાર. સૂતર. ૬
અજ્ઞાનતામાં રહ્યાં અધિક દીન હવે મનનો ટાળો મેલરે.
હાથે વણેલાં પટકુળ પહેરી. જુલ્મી ટાળો જેલ. સૂતર. ૭

શક્તિ રૂપે થઇ ચક્ર ફેરવો. સુદર્શન શુભનામ રે.
સૂતર તાંતણે સ્વરાજ મેળવશો ઉરમાં ધરીને હામ સૂતર. ૮
સોભાગ્યવતીનુ સાચુ ઘરેણું સતીઓનો શણુગારરે.
કીર્તિ લાંછન કદી નવ લાગે તરશો આ સંસાર. સૂતર. ૯
વિધવાઓએ અવશ્ય લેવું રેંટીઆવ્રત નિરધારરે.
લાજ આબરૂ તો સચવાશે નિર્ધનનો આધાર. સૂતર. ૧૦
નવરાશે વાતોના તડાકા કે નૉવેલ વંચાય રે
તે કરતાં તમે સૂતર કાંતો દેશની સેવા ગણાય. સૂતર. ૧૧
અનેક કામમાં નિવૃત્તીનું રેંટીઓ સ્થાન ગણાય. રે
ફેરવતાં અતિ આનંદ આપે હરીના ગુણ ગવાય. સૂતર. ૧૨
ગૃહસ્થોના ઘરનું એ રમકડું રંક નું રૂડું રાજ્ય રે.
શેવે મન વાંચ્છિત ફળ આપે થાય સફળ સૌ કાજ. સૂતર ૧૩
અનાદીથી આ દેશની માંહે, ગૃહ ઉદ્યમ કહેવાય રે.
તેમાં સૈથી અગ્ર રેંટીઓ મહિલાઓનો મનાય. સૂતર ૧૪
ચુલા વિના ઘરમાં નવ ચાલે, રેંટીઓ તેમ ગણાય રે.
ઘર વિશે પ્રેમે પધરાવો દુઃખ સૌ દુર પળાય. સૂતર ૧૫
સાઠ કોટી, આ દેશનું નાણું, વિદેશે તણાયરે.
તે રોકવાનું સાધન સાચુ. રેંટીઆભાઈ ગણાય. સૂતર ૧૬
વિનતી મારી ઉરમાં ધારી, કરો હવે શુભ કાજ રે.
હમેશાં રેંટીઓ ફેરવવો, એવું વ્રતલ્યો આજ. સૂતર ૧૭
અપાર મહીમા છે રેંટીઆમાં મુખથી ના કહેવાય રે.
અનુભવી જન એ સુખ જાણે. ત્રિભુવન કિર્તી ગાય. સૂતર ૧૮



# સ્વરાજ્ય ચાવી.

રાગ–(રૂડી શરદ પુનમની રાતરે સુંદીર વેણુ વાગે વેણુ વાગે)

તમે સુતર કાંતોને હાથેરે. રેંટીઆ ઘેર રાખો ઘેર રાખો.
આવે સ્વરાજ તાંતણા સાથેરે. રેંટીઆ. ટેક.
સાઠ કોઠી એ દ્રવ્યને રોકેરે. રેંટીઆ.
રડે લંકેશાયર લાંબી પોકેરે. રેંટીઆ.
'ઉત્તમ તક આવી મળી ચુકો નહિ આ દાવ.
અસહકાર સીદ્ધાંતનો લ્યોને રૂડો લાહાવ.'
કરો વિદેશી કપડાનો ત્યાગરે–રેંટીઆ.
ફળી મળશે નહીં આવો લા'વરે–રેંટીઆ. ૧
'ખાદી પહેરો ખંતથી નરનારી ધરી વહાલ.
વિદેશી કાપડ વિશે નથી રહ્યો કંઇ માલ.'
થઇ આબરૂને લાજની ખુવારીરે–રેંટીઆ.
હવે સમજોને શીખ તમો સારીરે–રેંટીઆ. ૨
'સુતર કાંતે સુખ છે આનંદમાં દીન જાય.
ગ્રહ ઉદ્યમ ઉત્તમ ઘણો પ્રાચિનથીજ ગણાય.'
એ છે કલ્પવૃક્ષને કામ ધેનુરે–રેંટીઆ.
વિશ્વ મ'હે અમોઘ બળ જેનુંરે–રેંટીઆ. ૩
'સુદર્શન જેવો ફરે હરે ત્રિવિધી તાપ.
દેશોદયના નાદથી ઉપજે હર્ષ અમાપ.'
સાચી સ્વરાજ ચાવી એ જાણોરે–રેંટીઆ.
દેશ સેવા છે એમ દ્રઢ માનોરે–રેંટીઆ. ૪

—ત્રિભુવન.

વડોદરા રાજ્યની લાયબ્રેરી સંસ્થા માટે, કેળવણીની
સંસ્થાઓ માટે મંજુર થયેલું. ઉત્તમ અભિપ્રાયો
મળેલું કરૂણ રસથી ભરપુર પુસ્તક.

બંગાળાના સુપ્રસિદ્ધ પં. ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર કૃત

# સીતા વનવાસ.

લગ્ન પ્રસંગે
જન્મગાંઠ પ્રસંગે
ઇનામ સમારંભમાં
દિવાળીને પર્વે.





તમારી કુલદીપક કન્યાઓને
તમારી વ્હાલી સૌભાગ્યબ્હેનને
તમારી મનોરમા પત્નીને
તમારાં વ્હાલાં બાળકોને.

**જરૂર ભેટ કરો.**

રઘુકુળમણી રામચંદ્રજીનાં આદર્શ પત્ની સીતાદેવીની કઠિન તપશ્ચર્યાની પુણ્યકથા તેમના હાથમા જરૂર મૂકો૦ મૂલ્ય. દશ આના
( અગીઆર આનાની ટિકિટ બીડવી )

( પુસ્તક લેનારને રાષ્ટ્રસંગીત ભેટ )

લખો—**ભીખાભાઇ પુ. વ્યાસ.**
દાણાપીઠ નવોગામ—અમદાવાદ.

# નવજીવનની ફાઇલો તથા છુટક અંકો.

મેળવવા માટે મલો યા લખો.
( ટપાલખર્ચ અને સંચાઇની કિંમત અલગ. )

**લખો—મણીલાલ માધવજી શાહ.**
ઠે. ચોમુખજીની ખડકી ગૌશાળા પાસે.
ઝવેરીવાડ—અમદાવાદ.

* * * * * * *

## અમારો રાષ્ટ્રીય સેટ.

**રૂપીઆ એક મોકલી મંગાવી લ્યો.**

( પોસ્ટેજ માફ )

| | | |
|---|---|---|
| મારો જેલનો અનુભવ. | ( મ. ગાંધીજી ) | ૦—૬—૦ |
| હિન્દ કિર્તન. | ( સચિત્ર ) | ૦—૬—૦ |
| લાલપટી કે મેજીસ્ટ્રેટનું રાજીનામું. | | ૦—૨—૦ |
| મહાત્માજીનાં બોધ વચનો. | | ૦—૧—૦ |
| ગાંધીગીતા. | | ૦—૧—૦ |

લખો—નવશક્તિ સાહિત્ય મંદિર.
ગોધરા